'હૉલ ગેટ' પાસે જઇને ખડા થાઓ, અને તમારે પ્રત્યેકને આંગણે આજે પરોણાઓને પધરાવો."

પરિણામે રાતના બે વાગતામાં તો એક પણ અતિથિ રઝળતો ન રહ્યો. નગરજનોએ તમામને પોતાના ઘરેઘરમાં શમાવી લીધા. સંન્યાસીનો જયજયકાર બોલ્યો. અને એ અધિવેશનની વેદી પરથી સ્વામીજીએ ઉચ્ચારેલી સ્વાગત–વાણીમાં કોઇ અદ્ભૂત માનવ–સેવાનું સંગીત બાજી ઉઠ્યું. એ રીતે રાજપ્રકરણ અને સંન્યાસ વચ્ચે દોરાયેલી ખોટી રેખાને ભૂંસી નાખી, એક સંન્યાસી તરીકે રાજકારણમાં ઝંપલાવવાની પહેલ કરનાર પણ સ્વામીજી જ હતા.

હિમાચળના એકાદ કોઇ છૂટા પડી ગયેલા શિખર સરખા એ સ્વામીજીને ત્યાર પછી આપણે આખા હિન્દમાં ઘૂમી જલીયનવાલા બાગને માટે તેમ જ દિલ્હીના શહીદોના સ્મારક માટે દ્રવ્ય ઉઘરાવતા દેખ્યા. રાજદ્વારી લડાઇની વારે વારે ફરતી જતી વ્યૂહરચનામાં હાજર ને હાજર ઉભા રહી, સંન્યાસીને શોભે તેવી રીતે સ્પષ્ટવક્તૃતા વાપરતા અને મહાત્માજીને એમની ભૂલો બતાવતા એને આપણે દેખ્યા. ૧૯૨૧–માં ગાંધીજીની રીતિઓ સાથે મતભેદ પોકારતા દેખ્યા. અંત્યજ–ઉદ્ધારની ચળવળમાં ઝંપલાવતા દેખ્યા. મહાસભાની અંદર હિન્દુ–મુસ્લીમો વચ્ચેની ઉપરછલી મોહબ્બતની અંદર ઝીણી ઝીણી ચીરાડ જોતા દેખ્યા. અને આખરે મલબારમાં મોપલાઓના દારૂણ અત્યાચાર પર એની ફાટેલી આંખ ને ચડેલાં ભવાં દેખ્યાં.

૧૯૨૧ નો ડીસેમ્બર આવી પહોંચ્યો. અમદાવાદ મહાસભાનો મહાસાગર ઘૂઘવી ઉઠ્યો. પરંતુ સ્વામીજીના વક્ષઃસ્થળમાં તો એ અધિવેશનનું એક તીર આરપાર પરોવાઇ ગયું. અને તે હતું મોપલા પ્રકરણ સંબંધેનું: મોપલાઓના પૈશાચી વર્તાવ પર તિરસ્કારનો એક ઠરાવ આવ્યો અને મુસલમાનો ભભૂકી ઉઠ્યા. ધીરે ધીરે એ ઠરાવ પર સુધારાઓ આવતાં આવતાં ફક્ત "જેટલા મોપલાઓએ બલાત્કારે વટાળ તથા દુરાચાર કર્યો હોય

તેટલાને જ માટે" તિરસ્કાર દાખવવાનો પ્રસ્તાવ ઘડાયો—અને તેની સામે પણ મુસલમાનોએ રોષ દેખાડયો. છતાં આખરે મુસ્લીમ અભિપ્રાય જ ફાવ્યો અને ઠરાવ સદંતર ઉડી ગયો. ત્યારથી સ્વામીએ ફાટે નેત્રે નિરખી લીધું કે વાયરા કઇ દિશામાં વાય છે।

૧૨ : ૩ : ૨૨ ના રોજ, જે વખતે સત્યાગ્રહ સંબંધેને એમનો સુધારો મહાત્માજીએ પાછો ખેંચાવી લીધો, તે વખતે પોતે મહાસભાનું સક્રિય કામ છોડી દઇ કુરૂક્ષેત્રમાં બેસી સાહિત્ય–પ્રવૃતિઓ આરંભી : પોતે સતત માનતા હતા કે 'તદન અહિંસાત્મક સવિનયભંગ માટે દેશ સમસ્તનું વાતાવરણ કદી તૈયાર થવાનું જ નથી. માટે સત્યાગ્રહ મંડાયા પછી મહાસભા સિવાયના બહારના લોકો રમખાણો કરે, તો તેથી સત્યાગ્રહ અટકાવવાની જવાબદારી આપણી છે જ નહિ.' એથી વારંવાર સત્યાગ્રહ મુલ્તવી રાખવાની મહાત્મા ગાંધીજીની વિચારણા તેમને મંજૂર નહોતી.

છુટા થયા છતાં યે મહાસભાને માટે સ્વામીજીનું અંતર સદા બળતું જ રહ્યું. દેવદાસ અને જવાહિરલાલ જ્યારે સજા પામી કેદમાં સીધાવ્યા, ત્યારે સ્વામીજીએ પોતાના પ્યારામાં પ્યારા આર્યસમાજના પ્રમુખસ્થાનનું પણ રાજીનામું આપીને મહાસભાની કાર્યવાહીમાં કુદી પડવાની ખુશી બતાવી, પરંતુ પોતે પોતાનાં "મહાસભાનાં સંસ્મરણો"માં ચીરાતે હૃદયે નોંધી ગયા છે કે "તેજ અરસામાં રા. કેલકરને પણ મહાસભાની કાર્યવાહી પરથી રાજીનામું આપી નીકળી જવું પડયું અને એણે હકીમ અજમલખાનના શબ્દો મને સંભળાવી દીધા કે, "કાર્યવાહકોએ મહાસભાની સાથે જો મતભેદ હોય તો તે વ્યકત નથી કરવાનો; કાં તો તેઓએ પોતાનું પદ છોડી જવું, ને કાં મુંગા મરી રહેવું." આ શબ્દોએ સ્વામીજીની આંખો ઉઘાડી નાખી. એણે રાજીનામું ફરી વાર જારી કરાવ્યું.

એકાંતે બેઠાં બેઠાં પણ મહાસભા પ્રત્યે ભકિતભાવ અનુભવતો એનો અંતરાત્મા ઝંપી ન શકયો. પ્રજાએ મહાસભાના હાથમાં

મૂકેલા એક કરોડ રૂપીઆની બરબાદી દેખીને વલોવાતે હૈયે એણે એક પ્રસંગની ઘટના ટાંકી છે :

"કુરૂક્ષેત્ર ગુરૂકુળથી હું અને ગુરૂકુળના વ્યવસ્થાપક, બન્ને ફક્ત તેરજ ગાઉ ઉપર આવેલા અંબાલા ગામમાં મહાત્માજીના કારાગૃહપ્રવેશની તિથિ–તા. ૧૮ : મે : ૧૯૨૨–ઉજવવા માટે ત્યાંના મહાસભા સમિતિના મંત્રીના બોલાવ્યા ઇન્ટર કલાસમાં બેસીને ગયા. આખો દિવસ અને અધરાત સુધી કામ કરીને વળતે પ્રભાતે પાછા કુરૂક્ષેત્ર જવા માટે જ્યાં અમે સ્ટેશન પર આવીએ, ત્યાં મંત્રીએ મારા હાથમાં પહેલા વર્ગની બે ટીકીટો ધરી દીધી. મેં કહ્યું કે "મારે એ વૈભવ ન ખપે; જાઓ ઈંટરની ટીકીટ લઇ આવો.' એ ભાઇ કહે કે 'આપ મને આપની સેવા કરતો શીદ અટકાવો છો ?' જાણે કે એના આત્માને આઘાત થઇ રહ્યો હતો ! આખરે આગ્રહ અને રકાઝકને અંતે ભીતરનો ભેદ ખુલ્લો પડયો. મંત્રીએ એક દેશનેતાની વાત કહી : એ નેતાનું નામ હું નહિ આપું : એ નેતા આગલે જ મહિને મારી જ માફક ૧૮મીના ઉત્સવ પર આવેલા અને રાતે પાછા ફરેલા. એમનું રેલભાડું રૂ. ૨૫૦થી અદકું આવેલું અને એના માટેની ખાસ મોટરગાડી રોકવામાં આવી તેનું ખર્ચ રૂ. ૨૦૦ નું ચડેલું ! હું હેરત પામી ગયો. મને યાદ આવ્યું કે મહાત્માજીએ એ એક કરોડ રૂપીઆ એક જ વર્ષની અંદર પ્રજાહિતમાં ખરચી નાખવાની આજ્ઞા દીધેલી. મહાસભાનાં કાર્યો માટે મૂડી સંઘરવાના સિદ્ધાંતથી એ વિરૂદ્ધ હતા. એણે તો કહેલું કે હિન્દની પ્રજા પોતે જ આપણી મૂડી છે અને તેઓની 'શ્રદ્ધા' એ મૂડીનું વ્યાજ છે. માટે આપણે તો દર વર્ષે વ્યાજ જ ઉઘરાવીને વાપરી નાખવું જ રહ્યું : આ સૂત્રનું શબ્દશઃ પ્રતિપાલન કરનારા એમના ભક્તોએ દેશના દ્રવ્યને કેવું પાણીને મૂલે રેલાવી દીધું, તેનું આ દૃષ્ટાંત છે ! [ લીબરેટરઃ ૭ : ૧૦ : ૧૯૨૬ ]

૧૬

# જેલ—જાત્રા

સડસઠ વર્ષની ઉમ્મરે એક નૌજવાનને પણ શરમાવે એવા પરમ ઉલ્લાસથી સંન્યાસીએ જેલ-જાત્રા સ્વીકારી લીધી. કારાગૃહનાં નોતરાં તો એને છેલ્લા ત્રણ વર્ષથી નીકળું નીકળું થતાં હતાં. અને સંન્યાસી એ મિજબાની માણવા માટે ઝૂરતા હતા. પણ પ્રત્યેક વાર સરકાર એ નોતરૂં પાછું ખેંચી લેતી હતી. 'બંદીઘર કે બિચિત્ર અનુભવ' નામની પોતાની કારાવાસ-કથાની અંદર પોતે જ લખે છે કે:

"૧૯૧૯ની ૩૦ મી માર્ચના રોજ દિલ્હીમાં સરકારી ફોજે પ્રજા પર ગોળીઓ ચલાવી, તે દિવસથી બરાબર વીસ દિવસ સુધી હડતાલ પડાવનાર અને નગરીને ઉજ્જડ કરનાર હું જ હતો, એમ ચીફ કમીશ્નર પોતે સમજતો હતો; છતાં એણે અન્ય અનેકને 'સ્પેશ્યલ કોન્સ્ટેબલ' બનાવી અપમાન દીધું, પણ મને તો કોઈએ પૂછ્યું યે નહિ કે તું ક્યાં રહે છે. વારંવાર પ્રગટ થયું કે મારા નામનું વારંટ નીકળ્યું છે. અને ૧૦ મી એપ્રીલે જ્યારે મને કહેવામાં આવ્યું કે, રાત્રિયે જ મને ગિરફતાર કરવાના છે, ત્યારથી મેં મારા ઘરનાં, ઉપરનું તેમજ નીચેનું સીડીનું, બન્ને કમાડ રાત્રિભર ઉઘાડાં રાખવાં જ શરૂ કર્યાં; કે જેથી પોલીસને મારા ઘરમાં, પ્રવેશ કરતાં મુસ્કેલી ન પડે. એ દિવસોમાં હું એટલો થાકેલો હતો કે જેલમાં મને આરામ મળત. દોઢ-એ લાખ પ્રજાજનોને એ ઉશ્કેરાટની અંદર અહિંસાધર્મનું પાલન

કરાવવું એ નાની સૂની વાત નહોતી. પરંતુ કોઇ યમદૂત મને એ વિશ્રામસ્થાને તેડી જવા ન આવ્યો—ન જ આવ્યો.

"બીજી વાર મારી ગિરફ્તારીનો ગણગણાટ ઉઠયો. પંજાબના ગવર્નર ઓડવાયરને ખાત્રી થઇ ચુકી હતી કે પંજાબમાં બધી મદદ દિલ્હીથી જ જાય છે અને એ મોકલનાર હું જ છું. હું 'માર્શલ લૉ'ના ભોગ થઇ પડેલાં કુટુંબોને લાહોર મદદ આપવા ગયેલો ત્યારે મને એક જૂના વખતનો ખાનગી હુકમ બતાવવામાં આવ્યો. એ લખનાર માઇકલ ઓડવાયર જ હતા. એણે લખ્યું હતું કે "શ્રદ્ધાનંદને અમૃતસર ન રોકતાં લાહોરમાં આવવા દેવો. ત્યાં એના હાથપગમાં બેડી પહેરાવી, બજારોમાં ફેરવીને બંદીખાને લઇ જવો: શહેરમાં મશીનગનો પણ ગોઠવી દેવી: બે હજાર હથીઆરબંધ સૈનિકોને બજારમાં ખડા કરવા અને શ્રદ્ધાનંદને એવી રીતે અપમાનિત કરીને ફેરવવો કે લોકો કાંપી ઉઠે."

"અફસોસ! આ ચિઠ્ઠી મારા હાથમાં બહુ જ મોડી આવી. હું એ દિવસોમાં લાહોર ન જઇ શકયો. અને ઓડવાયરની તેમજ મારી—બન્નેની, દિલની દિલમાં જ રહી ગઇ.

"કહેવાય છે કે દિલ્હીના ચીફ કમીશ્નર પર મને પકડવા માટે વાઇસરાયનું અને વીલીઅમ વીન્સેન્ટનું દબાણ થયું, પણ ચીફ કમીશ્નરે જવાબ વાળેલો કે "શા મુદ્દા પર કેદ કરૂં? સરકારને બદનામીમાંથી બચાવનાર તો શ્રદ્ધાનંદ જ છે. અને છતાં જો એને પકડવો હોય તો દિલ્હીનો વહીવટ થોડા દિવસને માટે હિન્દી સરકારે જ હાથમાં લઇ લેવો!"

"ત્રીજી વાર પકડવાની તૈયારી થઇ: દિલ્હીના નેતાઓ સીમલાની હવા ખાવા ગયેલા. એમાંથી એક રાવ બહાદૂર, એક ખાનબહાદૂર અને એક વકીલ: એ ત્રણેને બોલાવીને સી. આઇ. ડી. ના વડાએ પૂછ્યું કે "શ્રદ્ધાનદને પકડવા વિષે આપનો શો મત છે?"

'પકડાય તો શી અડચણ છે?' ત્રણેએ જવાબ દીધો.

'તો આપ સહુ સરકારને સહાય કરશો?'

'હા, હા!'

"માથું હલાવીને ત્રણે મહાપુરુષો ઘેરે આવ્યા. પછી સહુ માથાં ખજવાળવા લાગ્યા. વકીલ બંધુ બોલ્યા કે "યાર, તમે બહુ જ ભૂલ કરી. સ્વામીને પકડવાથી લોકો છેડાઇ ઉઠશે તો ગજબ થશે હો! પછી એની જવાબદારી આપણા ઉપર આવશે. ચાલો પાછા જઇને ના કહી દઇએ."

"ત્રણે જણા પાછા ગયા. જઇને સાહેબને સંભળાવ્યું કે શ્રદ્ધાનંદને પકડવો હોય તો દિલ્હીમાં ન પકડજો. બહાર લઇ જઇને પકડજો. નહિ તો તોફાન જાગશે.'

"સાહેબે કશો જવાબ ન દીધો. શરમીંદાં મ્હોં લઇને એ ત્રણે બહાદૂરો પાછા ઘેરે સીધાવ્યા.

"ચોથી વાર: દિલ્હીની પોલીસે પ્રસિદ્ધ કર્યું કે મને બહાર નીકળવાનો હુકમ નથી. છતાં હું તો તુર્ત જ પંડિત મોતીલાલ નેહરૂના નિમંત્રણથી પ્રયાગ જવા ચાલ્યો. અલીગઢ સુધી સી. આઇ. ડી.એ મારો પીછો લીધો. પણ મને કોઇએ કેદ ન કર્યો.

"પાંચમી વાર અમૃતસરની મહાસભા વખતેઃ અને છઠ્ઠી વાર મારી બ્રહ્મદેશની મુસાફરી વખતે: રંગુન પહોંચતાં જ સર રેજીનાલ્ડ ક્રેડોકે લોર્ડ ચેમ્સફર્ડ પાસેથી મને પકડવાની આજ્ઞા માગી. એ આખો પત્રવ્યવહાર જ કોઇ દૈવી પંખીડું મારા હાથમાં મૂકી ગયું. હું એક મહિનો બ્રહ્મદેશમાં ઘૂમ્યો. વ્યાખ્યાનો દીધાં. પચીસ પચીસ હજારની મેદની જામતી હતી. પણ મારા રહેવા દરમ્યાન બ્રહ્મદેશમાં એક પાંદડું પણ ન હલ્યું.

"ત્યાર પછી અંગ્રેજ યુવરાજના દિલ્હી ખાતેના આગમન વખતે, હડતાલ પડાવવાનાં પ્રથમ વિજ્ઞપ્તિપત્રો હિન્દુ સભા તરફથી મેં જ ચોડ્યાં. અને પં. માલવિયાજીને પ્રગટ તાર પણ કર્યો કે

એ ગૌમાંસ ખાનાર યુવરાજને શું મ્હોં લઇને હિન્દુ યુનીવરસીટી પદવીદાન કરવા બોલાવી રહી છે : આમ છતાં પણ મને કોઇએ ન પકડયો."

*   *   *

આખરે એ ગિરફ્તારીનો સહુથી વધુ ઉજ્જવલ અવસર આવી પહોંચ્યો. અકાલીઓના યુદ્ધમાં પોતે અમૃતસર જઇને ઝંપલાવવાની ઘોષણા કરી. ૧૯૨૨ના સપ્ટેમ્બરની ૧૧મીના રોજ સાડા પાંચ બજે એને પકડવામાં આવ્યા. અદાલતમાં એને ૧૧૭મી કલમ પ્રમાણે એક વર્ષની, તથા ૧૪૩ પ્રમાણે ચાર માસની સાદી કેદની સજા પડી. તે જ વખતે પોતે માજીસ્ટ્રેટને કહ્યું કે "સાહેબ, મેં પણ એક વર્ષની જ ભવિષ્યવાણી કરી હતી !"

જેલ-જીવનનાં સંકટો તો સ્વામીએ પોતે જ એ પુસ્તકમાં વર્ણવી દીધાં છે. ચુંકારો પણ કર્યા વગર એણે તમામ વીતકોને વેઠી લીધાં. અને પંજાબ ગવર્નર સર એડવર્ડ મેકલ્લેગને જ્યારે જેલમાં સ્વામીની મુલાકાત લઇ પ્રશ્ન કર્યો કે "are you comfortable here ?–આપને આંહી ઠીક પડે છે ને ?" ત્યારે સ્વામીજીએ જવાબ વાળ્યો હતો કે "I am comfortable everywhere–મને તો સર્વત્ર ઠીક જ પડે છે !"

આખરે કારાવાસમાંથી છૂટતી વખતે એણે ઉદ્‌ગારો લખ્યા છે કે "જેલમાંથી નીકળતી વખતે મને સારૂં નહોતું લાગ્યું. સ્વતંત્રતા બહુ પ્રિય અવસ્થા છે, અને એની પુનઃપ્રાપ્તિથી આનંદ થવો જ જોઇતો હતો. સ્થૂળ દૃષ્ટિવાળાને માટે તો જેલમાં મનુષ્ય પરતંત્ર જ થઇ જતો જણાય છે. પરંતુ મેં જેલની એકાન્તમાં આત્મચિન્તનના આનંદને જ સ્વતંત્રતા સમજી લીધેલ. એને મુકાબલે તો બહાર આવ્યા પછી હું દેશસેવા અને ધર્મ-સેવાના પ્રેમીઓને અપ્રસન્ન કર્યા વિના ખરો સ્વતંત્ર નહિ રહી શકું. ખેર ! આપણી અવસ્થાઓ આપણને સ્વાધીન કયાં છે !"

૧૭

# હિન્દુવટને હાકલ

કારાગૃહના દરવાજામાંથી બહાર નીકળતાં જ ઉંબરમાં એ સંન્યાસીને માટે એક ધર્મયુદ્ધનું નોતરૂં તૈયાર ઉભું હતું. જે મહાપંથ ઉપર ગુરૂ ગોવિન્દસિંહનાં, ગુરૂ તેજબહાદૂરનાં અને એવા કૈંક ધર્મવીરોનાં કંકુ જેવાં લાલચોળ લોહીનાં છાંટણાં છંટાયાં છે, તે મૃત્યુના પંથ પર ચાલી નીકળવાનું આ નોતરૂં હતું. દિલ્હી નગરની જૂમામસ્જીદના તખ્ત પર ચડીને ખિલાફતની આપત્તિ વેળા હિન્દુમુસલમીનોને સંયુક્ત પ્રાણ–વિસર્જનનો પેગામ સંભળાવવાની ઐક્યભાવના તે કાળે આથમી ગઇ હતી. સૈકાઓના સૈકાઓ સુધી હિન્દુ જાતિના કલેજામાં જે મુસ્લીમ ધર્મઝનુનના કારમા ઘા પડ્યા હતા, તેના ઉપર પાટા બાંધીને, તવારીખનાં વૈર વિસારીને હિન્દુજાતિએ મુસ્લીમોને ખિલાફતનો જંગ જીતવાની જબરદસ્ત મદદ દીધી, પણ એ જંગની જીત થઇ ચુક્યા પછી વિજયની મદોન્મત્ત મનોદશાને પરિણામે, મુસ્લીમોના પ્રાણ પરથી એકતાનું તકલાદી રેવણકામ ઉખડી ગયું. ડગલે અને પગલે હિન્દુઓ પર દબડામણ ચાલી, મુસ્લીમો હિન્દુઓને વટલાવી જાય તે મંજૂર; પણ હિન્દુઓ એ વટલેલાઓને રાજીખુશીથી પાછા અપનાવે તો તે ઇસ્લામ સામે ગંભીર અપરાધઃ મુસલમાનો ચાહે તેટલાં અને ચાહે ત્યાં વાજીંત્રો બજાવે, ગાયો કાપે, તે તે મંજૂર; પણ હિન્દુની દેવસ્વારીની ઝીણી ટોકરી સુદ્ધાં જો મસ્જીદની પાસે બજાવાય તો તેમાં નમાઝનો ભંગ : અરે, મહાત્મા ગાંધીને પણ કાફર તરીકે જહાન્નમને સ્વાધીન કરી ઇસ્લામ અંગીકાર

કરવાનાં આમંત્રણ: એવે એવે અનેક માર્ગે ઇસ્લામી ઝનૂનનાં ખંજર ચમકવા લાગ્યાં. મોપલાઓએ તો મલબારમાં કાળો કેર વર્તાવ્યો. છતાં તે અકથ્ય અત્યાચારો સામે પણ મુસ્લીમ અગ્રેસરોનો કશો સબળ અવાજ ન ઉઠ્યો. પાશવતા પ્રસરતી અને હદ કુદાવી જતી દેખાઇ.

એ પાશવતાના પરિબળ સામે આ હિન્દુજાતિને શ્રદ્ધાનંદે કેવી કાલાવાલા કરતી, લાચાર અને દયામણી શિકલે રડતી નિહાળી ! એણે જોયું કે પૂર્વેનાં તેમ જ અત્યારનાં હજારો બલાત્કારે વટલાએલાં કુટુંબો પોતાના પ્રિય હિન્દુ ધર્મમાં પાછા વળવા તલસે છે, પણ સ્થિતિચુસ્તતાના ઘેનમાં ચકચુર પડેલી હિન્દુવટ તેઓને સંઘરવા ના પાડે છે. ખ્રીસ્તી ધર્મને અને ઇસ્લામને એણે મ્હોં ફાડીને ઉભેલા દીઠા. અને એણે શુદ્ધિની પ્રવૃત્તિ ઉપાડી. હજારો મલકાના રજપૂતોને માટે હિન્દુવટનાં બંધ બારણાં ઉઘાડાં મૂકી દીધા. ફસાવીને, ફોસલાવીને, ડરાવીને કે લાલચ દઇને એણે કોઇને શુદ્ધિમાં નથી બોલાવ્યા. એની જુંબેશ આક્રમણકારી-જોરજુલમની નહોતી, પણ કેવળ રક્ષણકારી—રાજીખુશીની હતી.

પરંતુ કેવળ શુદ્ધિની જ ચળવળથી હિન્દુ જાતિ ઉગરી જાય તેમ નહોતું. નિષ્પ્રાણ અને કુસંપીલી એ ૨૩ લાખની કોમમાં જીવન ફુંકવાની જુંબેશ તો ચતુરંગી હતી. એક તરફથી શુદ્ધિ: બીજી તરફથી સંગઠન: ત્રીજી દિશામાંથી અંત્યજ-ઉદ્ધાર અને ચોથા બાજુ કુરૂઢીઓ તથા કુરિવાજોનું ખંડન: એમ એ વીરની ચતુરંગી વ્યૂહરચના ચાલી. હિન્દુ મહાસભાનો શંખ ફુકાયો. માયકાંગલાં હિન્દુ શરીરો ચાડે તેના તિરસ્કાર, અપમાન અને માર ખાતાં હતાં, તેને બદલે અખાડામાં જઇ કસરત કુસ્તી વડે વજ્રાયુધો જેવાં બનવા લાગ્યાં. હિન્દુ જાતિનાં છેદાયલાં અંગો એકત્રિત થઇ આત્મ-રક્ષણના ઇલાજો નહિ ધરે, તો તે જાતિ હતી ન હતી થઇ જશે, તેવી ચોક્કસ ચેતવણીના સ્વરો વાતાવરણમાં ગાજી ઉઠયા. આ બધી તૈયારી માત્ર આત્મ-રક્ષણની

હતી. સબળ મુસ્લીમ ને નિર્બલ હિન્દુ વચ્ચેની બનાવટી મૈત્રીને બદલે બન્નેએ સબળ બનીને સમાવડીઆની મૈત્રી બાંધવાનો આ આશય હતો.

પરંતુ ઇસ્લામીઓના ધર્મઝનુને આ તૈયારીમાં પોતાની કોમના ઉચ્છેદનનો હાઉ દીઠો. મુસ્લીમ જાતિને ઉથલાવી નાખવાની કોઇ ગુપ્ત બાજી રચાતી હોવાનો તેઓને અંદેશો પેઠો. અને કૈં કૈં ગુપ્ત ઉશ્કેરણીને પરિણામે. ઇ. સ. ૧૯૨૪ માં રમખાણો ફાટી નીકળ્યાં. દિલ્હીમાં બકરી-ઇદને દિવસે હિન્દુનું મંદિર તૂટ્યું, આઠ હિન્દુઓ ઠાર થયા અને ઘણા ઘવાયા. તે પછી ગુલ્બર્ગ અને કોહાટનાં પૈશાચિક હુલ્લડોએ હિન્દુ દેવાલયોના ચૂરા કર્યા, પ્રતિમાઓને ભાંગી ભ્રષ્ટ કરી, નિર્દોષ હિન્દુઓની સંપત્તિ લુંટી, અબળાઓનાં શિયળ હર્યાં, અને વટલાવવાની અવધિ વાળી. તેના પર મૌલાના શૌકતઅલ્લીએ ચુનો લગાવી ઉલટા હિન્દુઓને વગોવ્યા.

સ્વામી શ્રદ્ધાનંદજીના સમસ્ત જોશને આ ઘટનાઓએ વેગે ચડાવી દીધું. ચોમેરથી એના મસ્તક પર આળ ચડવા લાગ્યાં. કોમી ઐક્યના કૈંક ઇંતેજારોને મન સ્વામીજીની પ્રવૃત્તિ વિઘ્નકર લાગી. વિધવાઓ અને અંત્યજોના ઉદ્ધારની વાતો સ્થિતિચુસ્ત સમાજને કડવી ઝેર લાગી. અને કોમી અદાવતના તમામ પ્રસંગો એમના નામ પર ચડતા થયા.

એટલું જ બસ નહોતું. એના માથા પર મૃત્યુનું ચક્કર ફરવા લાગ્યું. એના પર મુસ્લીમોની જાસાચિઠ્ઠીઓ આવતી થઇ કે "શુદ્ધિસંગઠ્ઠનની પ્રવૃત્તિ જો નહિ છોડ તો તારો જાન લેશું." પરંતુ એ અમરત્વના આરાધકને એકોતેર વર્ષની અવસ્થાએ મૃત્યુના ડોળા ડરાવી શકે તેવું નહોતું. વિરોધની શરવૃષ્ટિ વચ્ચે થઇને પણ રૂદ્રના ત્રિશૂલ શો એ યોગી હિન્દુ જાતિની નિદ્રા ઉડાવવા ઘૂમતો જ રહ્યો.

એમ કરતાં કરતાં એની કાયા હાથ ન રહી, એની તંદુરસ્તી ખળભળી ગઇ.

❧

૧૮

## મૃત્યુના પડછાયા

"ભાઈઓ, મેં તમને મારું વસીયતનામું લખી લેવા માટે બોલાવ્યા છે." પોતાના ચાર આત્મજનોને પાસે બોલાવીને બિમાર સ્વામીજીએ અંતરની વાત કહી.

પણ સ્વામીજીની દૃષ્ટિ જ્યારે ભવિષ્યના લેખ ઉકેલતી હતી, ત્યારે આ બિચારાઓ વર્તમાનને ય પૂરો વાંચી ન શક્યા. તેઓ બોલ્યા કે "મહારાજ, દાક્તર કહે છે કે હવે કશો ડર નથી. હવે તો તમને સત્વર આરામ થઈ જશે."

"ભાઈ! દાક્તર તો ઔષધિથી શબને પણ જીવતાં કરી શકે. પરંતુ મારી અંદરથી એવો અવાજ નથી ઉઠતો કે હવે હું બેઠો થઈ શકીશ. માટે વસીયતનામું લખી લો તો સારું."

પણ સ્વજનોએ વાત રોળી ટોળી નાખી. પછી એમના પુત્ર શ્રી. ઈંદ્ર એમને મળવા ગયા એટલે બેંકમાં જે કાંઈ થોડા રૂપીઆ પડ્યા હતા તેની વ્યવસ્થા સબંધમાં સ્વામીજીએ સૂચના દઈ દીધી. અને પછી કહ્યું :

"આ દેહનો કશો ભરોસો નથી ભાઈ! હું બચું તો ઠીક છે. નહિ તો એક કામ તું કરજે. મારા ઓરડામાં આર્ય સમાજના ઈતિહાસની સામગ્રી પડી છે. એને સાચવી લેજે, અને વખત કાઢીને જરૂર ઈતિહાસ લખી નાખજે. એક બીજી વાત પણ કહી દઉં છું. સમાજનો ઈતિહાસ લખવામાં મને પણ Spare (માફ) ન કરતો હો! મેં મોટી મોટી ભૂલો કરી છે. તને તો

ખબર છે કે હું શું કરવા ચાહતો હતો, અને કયાં જઇ પડી ગયો !"

આટલું કહેતાં તો સ્વામીજીનું હૃદય ભરાઇ આવ્યું અને પોતે ચુપ થઇ ગયા. વધુ ન બોલી શકયા. આંખો બંધ કરી દીધી.

* * *

"સ્વામીજી !" દાક્તર સુખદેવે કહ્યું "આપની તબીયત હવે સારી છે હો ! થોડા દિવસમાં તો આપ ઉઠીને ચાલવા લાગશો. બે જ દિવસમાં હું આપને રોટલીની છૂટ આપીશ."

"દાક્તર સાહેબ," સ્વામીજીએ જવાબ દીધો, "આપ સહુ એમ કહો છો, પરંતુ મારૂં શરીર હવે સેવાને લાયક નથી રહ્યું. આવા રોગી શરીરથી દેશનું કશું યે કલ્યાણ નહિ થઇ શકે. હવે તો એક જ ઇચ્છા છે કે બીજો જન્મ લઇને નવા દેહે આ જીવન–કાર્યને પૂરૂં કરી શકું."

* * *

સ્વામીજીના મૃત્યુ પહેલાં બે દિવસ પર પંડિત દીનદયાલ શર્માએ આવીને મશ્કરી કરી "સ્વામી, મારાથી માલવિયાજી એક વર્ષ મોટા અને, એમનાથી આપ એક વર્ષ મોટા છો, હજુ અમારે બન્નેને તો બહુ જ કામ કરવું છે. અને આપ કાં મોક્ષની આટલી જલ્દી તૈયારી કરવા લાગ્યા ?"

"પંડિતજી !" સ્વામીજીએ કહ્યું "આ કલિયુગમાં હું મોક્ષની જરીકે ઇચ્છા નથી રાખતો. હું તો કેવળ એટલું જ માગું છું કે આ ફાટેલો અંચળો બદલીને નવું શરીર ધારણ કરૂં. હવે તો આ શરીરથી સેવા નહિ થઇ શકે. ઇચ્છા તો એટલી જ છે કે ફરીવાર આ જ ભારતવર્ષમાં જન્મ લઇને દેશની સેવા કરૂં."

* * *

મૃત્યુને દિવસે જ, એક જ પહોરની આવરદા બાકી રહી હતી ત્યારે રાજા રામપાલસિંહજીનો તાર, તબીયત કેમ છે તેની પૃચ્છા કરતો, આવી પહોંચ્યો. જવાબમાં સ્વામીજીએ લખાવ્યું કે

"હવે તો નવો અવતાર ધરીને શુદ્ધિનું બાકીનું કામ ખલ્લાસ કરવાની જ અભિલાષા છે."

એ રીતે અવસાનદેવનાં પગલાંનાં ધબકારા એ ભવિષ્યદર્શીના કાનમાં સંભળાતા હતા. સહુ અજાયબ થતા હતા કે જીવનભરના મહાન આશાવાદીને અંતરે આજે આ નિરાશાનો ધ્વનિ ક્યાંથી? પરંતુ એ નિરાશા નહોતી. કાળના પડદા વીંધતી સમર્થ દૃષ્ટિ હતી.



૧૯

## ધર્મવીરને છેલ્લી વંદના

કોમી અવિશ્વાસ અને પરસ્પર વિનાશનો એ દાવાનળ પ્રસરતો પ્રસરતો ૧૯૨૬મા વર્ષની સંધ્યાએ જાણે કે ઘડીવાર ઓલવાઇ ગયો છે. કલકત્તામાં પરસ્પરનાં લોહી રેલાવીને થાકેલા હિન્દુ–મુસ્લીમો જાણે કે ઐક્ય કરવાની ગુપ્ત વેદના અનુભવે છે. પ્રજા ગૌહટી મહાસભાની યાત્રાએ મળી છે. તે વખતે ૭૧ વર્ષના સંન્યાસી શ્રદ્ધાનંદજી બિમારીમાં પથારીવશ પડ્યા છે. કેસરીસિંહ જાણે પાંજરે પૂરાયો છે. સંત મુસ્લીમ ડૉ. અન્સારીજી એની સારવાર કરે છે. મહાસભાને એ સદેશો મોકલે છે કે "હું ઐક્ય કરવા માટે વિનવું છું."

ડીસેમ્બરની ૨૩ મી તારીખની સાંજ પડતી હતી. એની સારવાર કરનારા સેવકો આખી રાતના ઉજાગરાથી થાકીને આજુ-

## મૃત્યુંજય શ્રદ્ધાનંદજી

અમર તું મરણે રે, ધન્ય શ્રદ્ધાનન્દ સ્વામી!
ધર્મને કાજે રે, પ્રાણ દીધા તેં નામી!

જીવન જીવી જાણ્યું પરાર્થે, મરી જાણ્યું પણ તેવું;
ધર્મધ્વજા ફરકાવી, વીરા! તે દેશનું દીધું દેવું!

અમર તું મરણે રે!



(છેલ્લું દર્શન)

તુજ મૃત્યુના મૂક સંદેશા, ધરાધર ભારત ઝીલે;
વીરા! પુણ્ય કથા એ અદલ તુજ યુગયુગ શૌર્ય ખીલે!

અમર તું મરણે રે, ધન્ય શ્રદ્ધાનન્દ સ્વામી!
તુજ પુણ્ય સ્મરણે રે, શીશ રહો અમ નામી!

(ખબરદાર)

બાજુ ઝંપ્યા છે. એ વખતે અબ્દુલ રશીદ નામનો એક ૪૫ વર્ષનો. મૌલવી જેવો દેખાતો મુસલમાન સાંજના ચાર વાગે કાળદૂત સમો આવીને ઉભો રહ્યો. કહે છે કે મારે શ્રદ્ધાનંદજીની સાથે મુલાકાત કરવી છે. ધર્મસિંહ નામનો સેવક બોલ્યો કે "સ્વામીજી બિમાર છે. પછી આવજો." બન્ને વચ્ચે રકાઝક ચાલે છે. એવે સ્વામીજી સંડાસમાંથી ચાલ્યા આવે છે. એણે પૂછ્યું.

"ધર્મસિંહ, શું છે?"

"મહારાજ, એક મુસલમીન મુલાકાત કરવા આવ્યા છે."

"આવવા દેને ભાઇ! રોકે છે શા સારૂ?"

ધર્મસિંહ ઘણો અચકાયો. એ કાળદૂતના ચ્હેરા પર એણે કોઇ આફતના આંકડા ઉકેલ્યા. પણ સ્વામીજીના અતિથિધર્મ સામે એ નિરૂપાય બન્યો. ખુની અંદર આવ્યો. સૌમ્ય વાણીમાં સ્વામીજીએ એને કહ્યું કે "ભાઇ! આજ તો હું કમજોર છું. તમારી દુવાથી મને આરામ થઇ જશે. પછી બેલાશક તમે ધાર્મિક ચર્ચા કરવા પાછા આવજો."

અબ્દુલ ર.—મને પ્યાસ લાગી છે. પાણી પીલાવો.

ધર્મસિંહ એને પાણીની કોટડીમાં લઇ ગયો. પાણી પાઇને એ ગ્લાસ મૂકવા ગયો. એકલા પડેલા અબ્દુલે પોતાના ખીસ્સામાંથી રીવોલ્વર ખેંચી. બિછાનામાં સૂતેલા વૃદ્ધ સ્વામીજી ઉપર એણે ગોળી છોડી : એક બાર! બીજો બાર! અને સ્વામીજીની છાતી વીંધીને રૂધિર ધસવા લાગ્યું.

ધર્મસિંહ દોડ્યો. ખુનીની કમર પર બાઝી પડ્યો. પણ ખુનીના હાથ છૂટા હતા. હજુ એ અતૃપ્ત હતો. એણે ત્રીજી ગોળી છોડી. પછી ચોથી! સ્વામીજીની જીવન-લીલા સંકેલાઇ ગઇ. શ્રદ્ધાનંદજીના પ્રશાન્ત દેહ પર જાણે કે જગજ્જનનીનો કરૂણાળુ હાથ ફરવા લાગ્યો. એ મૃત્યુંજયના મ્હોંમાંથી અરેરાટી કે વેદનાનો એક ઉચ્ચાર પણ નહોતો નીકળ્યો.

દરમીઆન ધર્મસિંહ અને અબ્દુલ રશીદ વચ્ચે તો ઝપ્પાઝપ્પી જામી પડી. ખુનીએ પોતાના હાથ છૂટા હોવાથી

પાંચમી ગોળી ધર્મસિંહ પર છોડી. વીર ધર્મસિંહનો પગ ખોટો પડી ગયો. એમાંથી લોહી ધખધખવા માંડયું. બીજો હોત તો બેહોશ બનત. પણ સ્વામીભક્ત ધર્મસિંહે યુદ્ધ ન છોડયું. કોલાહલ થઇ ગયો. બન્ને જણા પટકાયા. ત્યાં તો ધર્મપાલ નામનો ગુરૂકુલનો બહાદૂર સ્નાતક દોડયો આવ્યો. ખુનીએ છઠ્ઠો બાર કરવા ઘોડો દાબ્યો. પણ દૈવગતિથી ગોળી ન વછૂટી. ધર્મપાલે એને અરધી કલાક સુધી ચાંપી રાખ્યો. પોલીસ અધિકારી આવી પહોંચ્યા, ખુનીની જુબાની લીધી. એણે એકરાર કર્યો કે "હા, એ કાફરને મારીને હું બેહિસ્તમાં જઇશ. મને ત્યાં હુરમ મળશે !"

પા કલાકમાં દાવાનળને વેગે દિલ્હી નગરીમાં આ સમાચાર પ્રસરી ચૂકયા. લાખો હિન્દુઓનો માનવ–સમુદ્ર સ્વામીજીના નિવાસ–સ્થલની ચોગમ છલકવા લાગ્યો. એક જ ઉચ્ચાર–અને કતલ ફાટી નીકળત. હિન્દુઓની વેદના તે ઘડી મુસ્લીમ કોમ પર શું શું ન કરી શકત ! પણ આખરે એ તો હિન્દુઓનું હૃદય : નેતાઓએ દુવાઇ પોકારી કે "સાવધાન ! સમય ગુમાવશો નહિ. વીર–મૃત્યુને શોભે તેવી રીતનું વર્તન કરજો !"

મેદની શાંત પ્રાર્થનાને પંથે ચડી ગઇ. સ્વામીજીના મૃતદેહની સ્મશાન સ્વારીની તૈયારી થઇ. તા. ૨૫ મીની પ્રભાતે બે લાખ નરનારીઓ ભજન–કીર્તન કરતાં, ઝાલરો બજાવતાં પોતાના ધર્મ-વીરને દહન દેવા ભેળાં થયાં. ચક્રવર્તીઓ પણ ઇર્ષ્યા કરે એવું એ અંતિમ માન હતું. યોગીવરને ઉઘાડે મુખે આસન પર બેસા-ડવામાં આવ્યા હતા. અને જનતા એ મૃત્યુંજયની સમાધિસ્ત કાયાનાં છેલ્લાં દર્શન લેતી હતી.

નિશાળો ને કોલેજો બંધ થઇ હતી. પ્રજાએ હડતાળ પાડી. માનવ–સાગરની ભરતી વધતી ગઇ. વાહન વ્યવહાર અટકી પડયો. પ્રત્યેક રેલગાડીમાંથી પ્રજાજનોનાં પ્રચંડ મોજાં ઉછળતાં આવ્યા. અગીઆર વાગે સવારી ચાલતી થઇ. શેરીએ શેરીએ ને માગે માર્ગે, મકાનોના માળ પરથી પ્રજાની આર્ય માતાઓ પુષ્પોના

પુંજો વરસાવી રહી છે. કોટયાધિપતિઓ ને અકિંચનો, તમામ આ ભવ્ય મૃત્યુને માન દેવા પડખોપડખ ઉભીને વંદના કરી રહ્યાં છે.

## પત્થરો ફેંકાયા

મુસલમાન છોકરાઓએ સવારી દરમ્યાન બે વખત સ્વામીજીની પાલખી પર પત્થરના ઘા કર્યા. પોલીસે તેને પકડયા. પણ હિન્દુઓએ પોલીસને વિનવણી કરી કે "છોડી દો. આજ સ્વામીજીના મૃત્યુ નિમિત્તે કોઈને પીડન ન હોય!" એ પરથી એ ઝનૂનીઓને મુક્ત કરવામાં આવ્યા. ૧૧થી પોણા પાંચ બજ્યા સુધીની આ સવારીમાં ફક્ત આ સિવાય અન્ય કશોય ઉપદ્રવ ન મળે. આખે માર્ગે પુષ્પોની અવિરત વૃષ્ટિ ચાલુ જ હતી. અને મૃતદેહના મુખમંડલ પર જાણે હમણાં જ બોલશે એવી જીવન્ત ભવ્યતા છવાઇ રહી હતી. જાણે કે એ તો મૃત્યુ મરી ગયું હતું. સ્વામીજી નહોતા મર્યા.

પાંચ વાગે એ મૃતદેહ સ્મશાન–ભૂમિ પર પહોંચ્યો અને લાખો મર્ત્યજનોની વંદના સ્વીકારતો સ્વીકારતો એ ક્ષત્રિવર શહીદીનો મુગટ માથે ધરીને ચિતાની જ્વાલાઓના રચાયલા સ્વર્ગ–સિંહાસન પર ચડી અદશ્ય થયો. ક્ષત્રિવીર પથારીમાં પડયાં પડયાં મૃત્યુને શરણ થવામાં યુગયુગો થયાં જે માનહાનિ સમજે છે, તે માનહાનિમાંથી આ ક્ષત્રિયને પણ વિશ્વંભરે બચાવી લઇ વીરમૃત્યુને વરવાનો સુયોગ આપ્યો. સીત્તેર વર્ષના એ સમરાંગણની આ રોમાંચકારી કથા, એવા મૃત્યુ થકી ન વિસરાય તેવી બની ગઇ. માતાઓ બચ્ચાંને ખોળામાં સુવાડી પયપાન સાથે સીંચે, અને પારણાની દોરી તાણતી બહેનો હાલરડાંમાં ગાય, એવી ઘણી ઘણી વીર–ગાથાઓમાં આ મૃત્યુ આજ વધારો નોંધાવે છે.

૨૦

## રામાયણની રહસ્ય-કથા

સૌરાષ્ટ્ર ભૂમિમાં પણ એ સાધુવરનાં પગલાં આજથી એક વર્ષ પર પડેલાં. તે હજુ જાણે કે લીલાં લીલાં જ લાગે છે. ૧૯૮૨ની મહાશિવરાત્રિના દિને, મહર્ષિ દયાનંદના શતાબ્દી-ઉત્સવ પર ટંકારાની યાત્રાએ પોતે આવ્યા હતા, અને વીસ હજાર આંખોએ સાક્ષી પૂરી છે કે એ કાંચનવરણી પ્રચંડ કાયા 'ડોલતા ડુંગર' સરખી દેખાતી હતી. ઉત્સવની સમસ્ત કાર્યવાહી દરમીઆન એ મુખમુદ્રા પર કોઇ અવર્ણનીય શાંતિ છવાઇ રહેતી. પોતે મૌન મુખે, નેત્રો નીચાં ઢાળીને જ બેસતા હતા. આખરે એક દિવસ એ મૌન તૂટી પડયું. ઉત્સવમાં એકઠા થયેલા રાજપૂતોમાંથી એવો આગ્રહ ઉઠયો કે "સ્વામીજી, કાંઇક બોલો તો સારૂં."

"મેં કયા બોલું!" કોઇ ઉંડી વેદનાને સ્વરે સ્વામીજીએ ઉત્તર દીધો, "મૈં કિસ્કી સામને બોલું? મૈંને તો સુના થા કે સૌરાષ્ટ્રમેં બહુત ક્ષત્રિયો બસતે હૈ. મગર મેં ઇધર કોઇ ક્ષત્રિ દેખતા નહિ હું!"

પાંસ હજાર ક્ષત્રિયોની સામે આ શબ્દ-બાણો વછૂટયાં. સંન્યાસીની એ વેદનામય મુખમુદ્રા સામે મીટ પણ માંડી શકાઇ નહિ. ફરી વાર એ મૌન ચાલુ થયું, અને છેક ચોથે દિવસે એમના મુખમાંથી ગંગાના પ્રવાહ સરખી રામાયણ-કથા રેલી.

પણ ક્ષત્રિઓની ગીતા એ રામાયણ : અને એ કથાકાર-કંઠ પણ ક્ષત્રિવર શ્રદ્ધાનંદનો : બન્ને સંયોગ મળતાં, બુલંદ સ્વરનું કોઇ મહાસંગીત બંધાઇ ગયું. સાત હજાર શ્રોતાજનો ઉપર ચુપકીદીનો કોઇ મંત્ર જાણે છંટાઇ ગયો અને દોઢ કલાક સુધીની અખંડ નિસ્તબ્ધતા વચ્ચે જે પુનિત વાણી-પ્રવાહ વહેતો રહ્યો, તે 'સૌરાષ્ટ્ર' પત્રમાં નીચે મુજબ ઝીલાયો છે :

"પુરુષવરો (Supermen)ના પૂજક સાધુ વાસવાણી તેમના એક વ્યાખ્યાનમાં જગતના પુરુષવરોની નામાવલિ ગણાવતા હતા. તેમણે બુદ્ધ અને મહાવીર, કૃષ્ણ, ક્રાઇસ્ટ અને કોન્ફ્યુશીયસ, મહમ્મદ, નાનક, કેશવચંદ્રસેન અને રાજા રામમોહનરાય વગેરે કેટલાંયે નામો ઉચ્ચાર્યાં; પણ તે એક નામ ચુકી ગયા. વાસવાણીજીના શ્રોતૃવર્ગમાંથી એક મુસલમાન બિરાદરે ખડા થઇ તે નામ સૂચવ્યું કે "સાધુજી, આપે બધાં નામો ગણાવી દીધાં; પણ સૌથી વિશેષ જ્યોતિર્મય રામચંદ્રજીનું નામ આપ ચુકી ગયા. રામચંદ્ર જેવા આદર્શ પુરૂષ (Ideal man)નાં દર્શન મેં જગતના સાહિત્યમાં ક્યાંય નથી કર્યાં.' વાસવાણીજીએ પોતાની સરતચુક સુધારી અને રામચંદ્રજીનું નામ જગતના એક આદર્શ પુરૂષ તરિકે જનતાને સંભળાવ્યું.

*

હું પોતે તો રામાયણનો ભક્ત છું. મારા જેવા ભક્તને એક વખત રામાયણ ઉપર મુગ્ધ એવા એક અંગ્રેજ અફસર મળી ગયા. તેમણે રામાયણનું અંગ્રેજીમાં ભાષાન્તર કરેલું છે. એ સજ્જને મને કહ્યું કે 'જગતના વાંગ્મયમાં રામ જેવું પાત્ર મને ક્યાંય નથી લાધ્યું. હું ધર્મે ખ્રીસ્તી છું, જીસસનો અનુયાયી છું; પણ એ છતાં યે રામચંદ્રને એક હિન્દુભક્ત જેટલા ભાવથી હું પૂજું છું. તમે રામચંદ્રને મર્યાદા-પુરૂષોત્તમ કહો છો; હું પણ તેમને પુરૂષોત્તમ જ કહું છું. અને રામચંદ્રજીનું બયાન જેમાં ગવાયું છે, તે રામાયણ તો મને જગતનું અદ્વિતીય મહાકાવ્ય જ લાગ્યું છે. રામ અને રામાયણના પરિચયે મારી જીન્દગી સાર્થક થઇ છે.'

*

"એવા અદ્ભુત રામાયણની અપૂર્વતાઓ અને ભવ્યતાઓ હું આપને પૂરેપૂરી કઈ રીતે કરી બતાવી શકું? એ આદર્શ પુરુષ, એ મર્યાદા પુરુષોત્તમ, એ રામચંદ્રના જીવનની મનોહરતા હું આપને કઈ રીતે પૂરેપૂરી બતાવી શકું? રામાયણના મહાસાગરમાં સંઘરાયેલી ઝવેરાત આપની સમક્ષ પૂરેપૂરી ખુલ્લી મૂકી શકું એવો મને વિશ્વાસ નથી. એ છતાં યે હું કથા વાંચવાનો બીનઅનુભવી આપની પાસે રામાયણની કથા વાંચવાનો પ્રયત્ન કરીશ.

*

"હિન્દુ સમાજની રચના ઉપર સૌથી વિશેષ પ્રકાશ તો રામાયણના કર્તાના નામમાંથી નીતરે છે. રામાયણના કર્તા ઋષિ વાલ્મિકી કોણ હતા! વાલ્મિકી તેમના પૂર્વાશ્રમમાં ભીલ હતા. અને તેમના ગુણ અને કર્મથી ઋષિ બન્યા હતા, એ રામાયણનો પ્રથમ બોધ છે. આજે હિન્દુ સમાજમાં માણસનો વર્ણાશ્રમ તેના જન્મ ઉપર આધાર રાખે છે; આજે અંત્યજને ઘેર અવતરેલા બાળકને હિન્દુના મંદિરમાં પગ મૂકવાનો અધિકાર નથી; પણ રામાયણ તો પુકારી પુકારીને કહે છે કે ભીલ પણ બ્રાહ્મણ બની શકે છે. રામાયણ આજના પતિત હિન્દુ સમાજને સદ્‌બોધ પાઠવે છે કે વર્ણ જન્મ ઉપર નહિ, પણ ગુણકર્મ ઉપર અવલંબે છે.

*

"રામચંદ્રના પિતા દશરથરાય ત્રણ પત્નીઓ કરે છે; હિન્દુ ધર્મનો એકપત્નીવ્રતનો આદર્શ ચુકે છે. અને તેનું પરિણામ શું છે? રામચંદ્રજીનો વનવાસ. પછી રામાયણના નાયક રામચંદ્ર જીવનભર એકપત્નીવ્રત આચરે છે. એમ રામાયણમાંથી તમામ હિન્દુઓને માટે એકપત્નીવ્રતનો અચળ સિદ્ધાન્ત પ્રતિપાદિત થયો છે. આજે કેટલા યે હિન્દુ રાજવીઓ એ સિદ્ધાન્તનો ભંગ કરી અનેક પત્નીઓ કરે છે અને તેનાં પરિણામ અપવાદ વિના કડવાં જ આવે છે.

*

"દશરથના દરબારમાં વિશ્વામિત્ર ઋષિ આવે છે. રાજા સિંહાસનેથી ઉઠી ઋષિના પદનું પ્રક્ષાલન કરી વિશ્વામિત્રને આવકાર આપે છે. વિશ્વામિત્રને રાજસિંહાસને પધરાવી પોતે બે હાથ જોડી તેમની સામા બેસે છે; અને ઋષિજીની આજ્ઞા માગે છે. વિશ્વામિત્ર વેણુ ઉચ્ચારતાં પહેલાં રાજાને વચનથી બાંધી લે છે; અને પછી પોતાના યજ્ઞની રક્ષા કરવા રામલક્ષ્મણની જોડલી સાથે લઇ જવાની માગણી કરે છે. દશરથ મુંઝાય છે. બન્ને બાળક રાજકુમારોને રાક્ષસોની સાથે લડવા મોકલતાં દશરથનો જીવ નથી ચાલતો. મહર્ષિને વિનવ્યા કે "આપ ફરમાવો તો હું મારું આખું સૈન્ય લઇને આવું.' વિશ્વામિત્રને રામ અને લક્ષ્મણનું જ યુગલ જોઇતું હતું. દશરથ રાજા વચનથી બંધાયા હતા; એટલે મન ન માનતાં છતાં તેમણે રામલક્ષ્મણને મહર્ષિની સાથે મોકલ્યા. આ પ્રસંગમાં એકવચનનો આદર્શ મૂકાયો છે. સાચો ક્ષત્રિય વચનને કાજ તેનું માથું ઉતારી આપે. આજે એવા વચન પાળનારા ક્ષત્રિયો કયાં છે? આજે તો ક્ષત્રિય રાજાને તેના વચનની કશી જ કિમ્મત નથી રહી. સાચું ક્ષત્રિતેજ જ કયાંય નથી દેખાતું. એજ હિન્દુ જાતિના અધઃપાતનું મુખ્ય કારણ છે.

*

"બ્રહ્મચારી રામ અને લક્ષ્મણ તેમના બ્રહ્મચર્યના બળે હજારો રાક્ષસોને હણી, વિશ્વામિત્રના યજ્ઞની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ કરાવે છે, પછી ઋષિજીની સાથે સીતાના સ્વયંવર–દરબારમાં જાય છે. સ્વયંવરમાં શિવધનુષ્ય તોડવાનું હતું. એ શિવધનુષ્યને બ્રહ્મચારિણી સીતાએ એક વખત રમતમાં સરળતાપૂર્વક ઉંચકેલું એમ રામાયણમાં વર્ણન છે. જે ધનુષ્ય સીતા જેવી બાળકીથી ઉંચકી શકાયું, તેને આર્યાવર્તના સહસ્ર રાજવીઓમાંથી કોઇ ન ઉંચકી શક્યું. લંકાપતિ રાવણ પણ ન ઉંચકી શક્યો. આખરે વિશ્વામિત્રની આજ્ઞાથી રઘુકુલપતિ રામચંદ્રે તેને ઉંચકી તેના ટુકડા કરી નાખ્યા. એ પ્રસંગમાં બ્રહ્મચર્યનો પ્રતાપ ગવાયો છે. આજે આપણા જીવનમાં એ બ્રહ્મચર્યનું સ્થાન કયાં છે?

*

"સીતાએ શિવધનુષ્ય ફેરવી, બ્રહ્મચારિણીની શક્તિનો પરિચય દીધો તેમ એ વખતની આર્યનારીના ઓજસનું એક બીજું જ્વલન્ત દૃષ્ટાન્ત રામાયણમાંથી મળે છે.

"દશરથ એક વખત યુદ્ધે ગયેલા, ત્યારે કૈકેયી તેમની સંગે સીધાવેલી. યુદ્ધ દરમ્યાન દશરથના રથની ધરી નીકળી ગઇ. કૈકેયીએ તેનો હાથ ધરીને સ્થાને રાખ્યો, રથને છાતીથી ટેકવ્યો, અને દશરથને વિજય અપાવ્યો. ભારતની દેવીઓ રણે ચડતી, અને વિજયો વરતી ત્યાં સુધી ભારતવર્ષ સ્વતંત્ર હતો. એવી છેલ્લી રણચંડી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ પાકી. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે, 'જ્યાં સુધી ૧૮૫૮ના બળવાનો ઝંડો લક્ષ્મીબાઇના હાથમાં હતો. અને એ વીરાંગના યુદ્ધના વ્યુહો ગોઠવતી, ત્યાં સુધી અંગ્રેજોની તાકાત નહોતી કે બળવાખોરો પાછા હઠાવી શકે. ત્યારે હિન્દી બળવાખોરોની તલવારથી અંગ્રેજોનાં ધડ ધડાધડ નીચે પડતાં અને એ શબોને પગ નીચે કચડી, વિજયવંત બળવાખોરો આગળ વધતા. પણ નાનાસાહેબે લક્ષ્મીબાઇના હાથમાંથી ઝંડો લઇ બીજાના હાથમાં સોંપ્યો. બળવાખોરોનો પરાજય થયો.'

"આજે ભારતવર્ષમાં કૈકેયી કે લક્ષ્મીબાઇઓ છે ? આજે ભારતમાં રણચંડીઓ નીપજે છે? આજે સ્ત્રીઓની શી દશા છે ? ગુજરાતમાં પડદો છે એ હું જાણતો હતો, પણ કાઠિયાવાડમાં યે પડદો છે એ હું નહોતો જાણતો. પડદો હિન્દુસ્થાનમાં મુસલમાનોની સાથે આવ્યો છે. બારમા સૈકા સુધી ભારતવર્ષમાં પડદો નહોતો. તેરમા સૈકામાં પણ ભારતમાં પડદો નહોતો. ચૌદમા સૈકામાં એ હિન્દુસ્થાનમાં આવ્યો અને પછી તો તમારા કાઠિયાવાડમાં પણ પેઠો. મુસલમાનો હિન્દુ સ્ત્રીઓને ઉઠાવી જતા, તેમની સામે લડવાની આપણી તાકાત નહોતી. એટલે સ્ત્રીની આબરૂનું રક્ષણ કરવા સ્ત્રી ઉપર પડદો પડયો. એમાંથી આજની નિર્બળ, નાતાકાત હિન્દુ પ્રજા જન્મી છે.

*

"દશરથ રાજાને વાનપ્રસ્થ લેવું હતું. તેમને રામચંદ્રનો રાજ્યાભિષેક કરી, તેમને શિર રાજ્યધુરા નાખવી હતી. પણ તે વખતે આજની જેમ despotic monarchy–આપખુદી એકહથ્થુ સત્તાનો જમાનો નહોતો. ત્યારે Ideal democratic monarchy–આદર્શ પ્રજાનિયંત્રિત રાજતંત્રનો યુગ હતો. દશરથ રાજાએ રાજ્યના પ્રજાજનોને બોલાવ્યા, ઋષિજનોને અને બ્રહ્મદેવોને તેડાવ્યા; અને તેમની સમક્ષ પોતાની ઇચ્છા રજૂ કરી, પ્રજાની અનુજ્ઞા મેળવી, રામચંદ્રજીનો રાજ્યાભિષેક ઠેરવાયો.

"આજે રાજાઓની રાણીઓને ઝનાના છે. આજે રાજ્યાભિષેક થાય છે તે એક પુરુષનો જ; સ્ત્રીનો–જીવનભર સાથે રહેનારી અર્ધાંગનાઓ–રાજરાણીનો નહિ. હા, વિલાયતમાં રાજા જ્યોર્જ અને રાણી મેરી સાથે સિંહાસને બેસે છે. ત્યાં પતિપત્ની બન્નેનો રાજ્યાભિષેક થાય છે. પણ ભારતવર્ષમાં અત્યારે તેમ નથી. રામયુગમાં આજના જેવી સ્થિતિ નહોતી. રામયુગમાં પુરુષ અને સ્ત્રીનો બન્નેનો સાથે રાજ્યાભિષેક થતો. ત્યારે રાજ્યની ધુંસરી બન્નેને સાથે પહેરાવાતી.

"દશરથ રાજાએ રાજ્યાભિષેકના ખબર આપવા રામ અને સીતાને બોલાવ્યાં. બન્નેએ પિતાની આજ્ઞાને શિર નમાવ્યું. રાજ્યાભિષેકની તિથિ ઠરી. રાજ્યાભિષેકની તે તિથિના આગલા દિવસે રામ અને સીતા બન્નેને ઉપવાસ કરવાની પિતાની આજ્ઞા થઇ. આગલી રાત્રે શિલાતલ ઉપર ઘાસની પથારીએ શયન કરવાનો બન્નેને આદેશ થયો. તે મુજબ રામસીતાના યુગલે આખી રાત્રિ તપશ્ચર્યામાં વીતાવી. રામયુગમાં પ્રજાપાલકને, રાજ્યધુરા ધારણ કરનારને એટલો સંયમ આચરવો પડતો, એટલું તાપસ–જીવન અંગીકાર કરવું પડતું.

"અને આજે? આજે એ તપશ્ચર્યાનો, એ સંયમનો આદર્શ ક્યાં રહ્યો છે? આજે રાજ્યાભિષેકને વખતે રાજકુમાર મદાંધ બને છે. રાજાને ન શોભે એવા જલ્સાઓ અને રંગરાગો માંડે છે. હમણાં જ કાશ્મીરમાં રાજ્યાભિષેકનો મહોત્સવ ઉજવાય છે.

અખબારોમાં પ્રસિદ્ધ થયું છે કે કાશ્મીરેન્દ્ર હરિસિંહે એ પ્રસંગે પાંચ લાખ રૂપિયા તો રંડીઓને અને નર્તિકાઓને નોતરવા પાછળ જ કાઢ્યા છે; અને એવો જ ઉડાઉ પચાસ લાખ રૂપિયાના ખર્ચનો ક્રમ ગોઠવ્યો છે. આજે આપણી એ દશા છે. આપણા રાજાઓમાંથી પ્રજાપતિની લાયકાત ગઈ છે. પ્રજાપાલક બનવાને જોઈતી તપશ્ચર્યા અને સંયમ તેમણે વણસાડયાં છે રાજસંસ્થાનો માટે એ સ્વેચ્છાચારના અંતરમાંથી ભયંકર આગાહી ઉઠે છે.

"રામના રાજ્યાભિષેકના સમાચાર સાંભળી, રામચંદ્રની ઓરમાન માતા કૈકેયીના હૃદયમાં દ્વેષની હોળી પ્રગટી. રાત્રે હરખાતા હરખાતા દશરથ રાજા કૈકેયીને મંદિરે આવ્યા, ત્યારે કૈકેયીએ તેમની પાસેથી તેનાં લેણાં બે વર માગ્યાં. રામચંદ્રને વનવાસ અને ભરતને ગાદીની કૈકેયીએ માગણી કરી. દશરથ એ સાંભળી મૂર્છિત થયા : આખી રાત્રિ મૂર્છામાં વિતાવી.

"પ્રભાતે પિતા દશરથને અને માતા કૈકેયીને પ્રણામ કરવા રામચંદ્ર કૈકેયીને મહાલયે આવ્યા. તેમણે પિતાને મૂર્છિત જોયા. રામચંદ્રે આજ્ઞા કરવા પિતાને આજીજીઓ કરી. તોયે પિતાજી કશું ન બોલ્યા. રામને પારાવાર ગ્લાનિ થઈ : પિતા કેમ બોલતા નથી ? મારો અપરાધ શો છે ? પિતા આજ્ઞા કરે તો હું અગ્નિમાં ઉતરૂં. શિર કાપી આપું, સમુદ્રમાં પડું. પિતાની આજ્ઞા મેં કદિ ઉથાપી નથી, છતાં પિતાજી મારા ઉપર નારાજ કેમ છે ? રામ પિતાની પાસે થંભી ગયા.

"આખરે કૈકેયીએ તેના વચનની વાત સંભળાવી, અને દશરથના વચનને ખાતર ચૌદ વર્ષનો વનવાસ ભોગવવા ચાલ્યા જવા આજ્ઞા કરી. રામચંદ્રના મુખ ઉપર એક રેખાયે ન બદલાઈ. જેટલા આનંદથી તે પિતાને પાયવંદન કરવા આવેલા તેટલા જ આનંદથી તે પિતાની આજ્ઞાનું પાલન કરવા ચાલી નીકળ્યા. કશા જ ઉદ્વેગ વિના, યોગીની નિસ્પૃહતાથી, રામચંદ્રે વસુંધરાનું રાજ્ય ત્યાગી, વનવાસ ભોગવવા વનનો માર્ગ લીધો.

"આ પ્રસંગમાં પુત્રધર્મ બોધાયો છે. રામ જેવા આજ્ઞાધારી પુત્રો આજે ક્યાં છે?

*

"રામચંદ્રને વનવાસ મળ્યો ત્યારે ભરત તેમને મોસાળ હતા તે પાછા આવ્યા. તેમને રાજમુગટ પહેરાવવા કૈકેયીએ વાત્સલ્યપૂર્વક વિનતિ કરી. ભરતે રાજ્ય સ્વીકારવાની ના પાડી, માતાને તેના દુષ્કૃત્ય માટે ઠપકો દીધો. વડિલ બંધુ રામચંદ્રજીને પાછા તેડી લાવવા અયોધ્યાના નગરજનો સાથે તે ચિત્રકૂટ ચાલ્યા. રામે ભરતની એ પ્રાર્થના ન સ્વીકારી અને પિતાની આજ્ઞા મુજબ વનવાસ ભોગવવાનું જ પસંદ કર્યું. રામના એ અસ્વીકારથી શોકાન્વિત બની ભરત અને પ્રજા પાછા ફર્યાં. ભરતે રામચંદ્ર વનવાસથી પાછા ફરે ત્યાં સુધી તપશ્ચર્યા કરવાનો અને રાજસિંહાસને રામચંદ્રની પાદુકા સ્થાપી તેનું શાસન પ્રવર્તાવવાનો નિશ્ચય કર્યો. તે નિશ્ચય મુજબ ચૌદ વર્ષ રામચંદ્રની પાદુકાના અનુચર તરિકે અયોધ્યાનું રાજતંત્ર ચલાવ્યું.

"ભરત જેવા ભ્રાતૃધર્મ પાળનારા બાંધવ આજે ભારતવર્ષમાં ક્યાં છે?

*

"ભરત પ્રજાજનોની સાથે ચિત્રકૂટને માર્ગે જતા હતા. રસ્તામાં એક નદીને તીરે નિષાદ રાજા તેમનું સ્વાગત કરવા ઉભેલા. નિષાદ એટલે પંચમ એવી તે વખતની માન્યતાને અશાસ્ત્રીય ઠરાવી, ભરત કુમાર નિષાદ રાજાને ભેટી પડ્યા. તેનું ભાવભર્યું સ્વાગત હોંસે સ્વીકાર્યું. વેદમાં ચાર વર્ણો બોધ્યા છે; પંચમના જેવો કોઇ પાંચમો વર્ણ હોઇ શકે જ કેમ? ભરતે નિષાદ રાજાને અને તેમના લાખ્ખો ભીલોને ચતુર્વર્ણમાં લીધા અને તેમનો ઉદ્ધાર કર્યો.

"એ ભરતને પગલે ચાલનારા ક્ષત્રિયો આજે ક્યાં છે? આજે સાત કરોડ અછુતો ભરત જેવા ક્ષત્રિય નૃપતિની વાટ જોઇ રહ્યા છે. અને એ અછુતોની સેવા તો કેટલી જબ્બર છે!

આપણામાં કદરદાની હોય, આપણે કૃતજ્ઞતામાં માનતા હોઇએ, તો તો એ અછુતોને, એ ભીલોને આપણે એક પળવાર પણ આપણાથી અળગા ન રાખી શકીએ, એટલો વિપુલ તેમનો ઉપકાર છે.

"હિન્દુપતિનો ઇલ્કાબ પ્રજાએ એક પ્રતાપને જ આપ્યો છે. એ પ્રતાપની બધી ફોજ જ્યારે મુસલમાન શહેનશાહો સાથેની લડાઇમાં નાશ પામી, અને પ્રતાપ એકલો અસહાય બની ગયો, ત્યારે એ હિન્દુપત પાદ્શાહનું કોણે રક્ષણ કર્યું હતું? અછુતોએ. એ કામઠાધારી ભીલોએ તેમના શબનો કોટ રચી મહારાણા પ્રતાપને સુરક્ષિત રાખેલા. ત્યાર પછી, શિવાજી મહારાજના જાનની રક્ષા કરનારા પણ અછુતો—મહારો જ હતા. તે ઉપરાંત ગુરૂ તેજબહાદૂરનું શિર જ્યારે દુશ્મનની તલવારથી કપાઇ જમીન ઉપર રઝળવા માંડ્યું, ત્યારે તેને જતનપૂર્વક ઉપાડી, પોલવાળી નાજુક ટોપલીમાં પધરાવી, ગુરૂ ગોવિન્દસિંહ પાસે એ મસ્તકને લઇ જનાર અને ભક્તિપૂર્વક તેમના ચરણમાં એ શિર ધરનાર પણ એક ભંગી જ હતો. અછુતોની એવી એવી ઐતિહાસિક સેવાઓ છે. આપણે એ સેવાઓનો બદલો આજે કેવી રીતે વાળીએ છીએ?

*

"રામચંદ્ર પિતાની આજ્ઞાનું પાલન કરવા ચિત્રકૂટ છોડી, ભીષણ અરણ્યોની ભીતરમાં આગળ ચાલ્યા. રામચંદ્રને પિતાની આજ્ઞા હતી કે તેણે ચૌદ વર્ષ સુધી વનવાસની તપશ્ચર્યા કરવી. રામની સાથે સ્વેચ્છાએ વનવાસ સ્વીકારનારા લક્ષ્મણની પ્રતિજ્ઞા હતી કે પોતે ચૌદ વર્ષ સુધી વડિલ ભ્રાતા રામચંદ્રની સેવા ઉઠાવવી. રામચંદ્રની છાયા સરીખડાં સીતાજીએ વ્રત ધરેલું કે પોતે રઘુવીરને પગલે અનુસરી રઘુવીરની સાથે સર્વ પ્રકારની કઠોર તપશ્ચર્યા માંડવી. રામ, લક્ષ્મણ અને જાનકીની ત્રિપુટિએ એ નિશ્ચય કેવી અડગ દઢતાપૂર્વક પાળ્યો, એનાં અનેક ઉદાહરણો રામાયણમાંથી સાંપડે છે. તેમાં સૌથી જ્વલંત ઉદાહરણ રામ અને સીતાના બ્રહ્મચર્યનું છે.

"સીતાનું રાવણે હરણ કર્યું, ત્યાર પછી રામલક્ષ્મણ સીતાની શોધમાં ભટકતા ભટકતા વાનરોની કિષ્કિન્ધા નગરીમાં આવી પહોંચ્યા. સીતાને પીઠ ઉપર નાખી આકાશ માર્ગે લંકા તરફ ચાલ્યો જતો રાવણ જ્યારે કિષ્કિન્ધા પાસેથી નીકળ્યો ત્યારે, વાનરોનાં ટોળામાં સીતાજીનાં થોડાં આભૂષણો પડેલાં. તેમાં હાથના બાજુબંધ, કાનનાં કુંડળ અને પગનાં નૂપુર હતાં. વાનરરાજ સુગ્રીવે એ આભરણો રામચંદ્રના ચરણમાં ધર્યાં. રામચંદ્રજી એમાંથી એકે ઘરેણાને ઓળખી શક્યા નહિ. ઘરેણાં લક્ષ્મણે નીરખવા માંડ્યાં :

**नाहं जानामि केयूरम्, नाहं जानामि कुंडलम् ॥**
**नूपुरं चैव जानामि, नित्यं पादाभिवन्दनात् ॥**

"કેયુર કે કુંડલને હું નથી ઓળખતો; નિત્ય પાયવન્દન કરવાના નિયમને લીધે એક નૂપુરને જ બરાબર ઓળખું છું.

"લક્ષ્મણ સીતાજીનાં માત્ર નૂપુરને જ ઓળખી શક્યા, અને રામચંદ્રજી કશું ઓળખી શક્યા જ નહિ. એ બતાવે છે કે વનવાસના ચૌદ વર્ષ દરમ્યાન રામચંદ્રજીએ સીતાજીના દેહ ઉપર નજર સરખી પણ નહોતી કરી. આવા બ્રહ્મચર્યે જ રામમાં રાક્ષસોનાં ધાડાંઓને હણવાની અને રાવણનાં માથાં રણમાં રોળી નાંખવાની તાકાત મૂકી. આજે યે એવો બ્રહ્મચારી નીપજે, તો દુનિયાને તેના બળથી તાજુબ કરી મૂકે. પણ એવું બ્રહ્મચર્ય ક્યાં છે ?

*

"સીતાજી અશોકવનમાં એકલાં બેઠાં છે, રાવણ અને તેના અનુચર રાક્ષસો દરરોજ સીતાજી પાસે આવી અનેક પ્રકારની ધમકીઓ આપી જાય છે, પણ સીતાજી ઉંચી નજર પણ કરતાં નથી. સતી સીતાજી ઉંચી નજર કરે તો રાક્ષસો બળીને ભસ્મ થઇ જાય; છતાં યે સીતાજી એમ શા માટે નથી કરતાં ?

"હનુમાનજી સીતાજીની ભાળને અર્થે સમુદ્ર ઓળંગી લંકા નગરીમાં આવ્યા, અને કુદતા કુદતા અશોકવનમાં જઇ પહોંચ્યા.

ત્યારે સીતાજીને રાક્ષસીઓની સતાવણી ચુપચાપ સહી લેતાં જોઇને હનુમાનજીને સવાલ થયો કે પળ માત્રમાં ત્રણે લોકને ભસ્મ કરવાનું સામર્થ્ય ધરાવનારાં સીતા મૈયા આ જૂલ્મ શા માટે બરદાસ્ત કરે છે ? તેમણે રાક્ષસીઓને સીતાજીની પાસેથી કાઢી મૂકી. પોતાની સમસ્યાનો ઉકેલ માગ્યો. સીતાજીએ ઉત્તર દીધો :

"પુત્ર હનુમાનજી, મારા એકપતિવ્રતના પ્રભાવથી, મારા સતીત્વના તેજથી, હું રાવણને બાળીને ભસ્મ કરી શકું તેમ છું; પણ રામચંદ્રજીની ગેરહાજરીમાં હું મારો એ પુણ્યસંચય ખર્ચી નાખવા નથી માગતી. રામચંદ્ર મારી પાસે ન હોય ત્યાં સુધી અશોકવનમાં જ રહીશ, અને તેમના નામની માળા જપીશ !"

"હનુમાનજીને સીતાજીનાં દર્શન કર્યા પછી, અને તેમના ઉપર ગુજરતો રાક્ષસોનો જૂલ્મ નીરખ્યા પછી, સીતાજીને એકલાં અશોકવનમાં મૂકી પાછા ફરવું ઠીક ન લાગ્યું; તેમણે સીતાજીના પગમાં માથું નમાવી આજીજી કરી કે "માતા, તમારૂં દુઃખ મારાથી નથી સહાતું, તેમ તમને એકલાં મૂકીને પાછાં ફરતાં મારો જીવ નથી ચાલતો. તમે મારી પીઠ ઉપર સવાર થઇ જાવ. તમને હું રામચંદ્રજી પાસે લઇ જાઉં."

"સીતાજીએ એ ન માન્યું. તેમણે કહ્યું કે 'મારા શરીરને રઘુધીર સિવાય કોઇનો સ્પર્શ થઇ શકે નહિ. રાવણે મને તેની પીઠ ઉપર નાંખી ત્યારે હું મુર્ચ્છાવશ હતી, એટલે લાચાર હતી. વીર હનુમાન, તમે સુખેથી સીધાવો. હું તો રામચંદ્ર લંકા આવી મને તેડી જાય ત્યાં સુધી અશોકવનમાં જ રહીશ અને તપશ્ચર્યા કરીશ.' હનુમાનજી સીતા મૈયાના પાદામ્બુજમાં ફરીવાર મસ્તક નમાવી ચાલી નીકળ્યા.

"સીતાજીની આવી બ્રહ્મચર્યભાવના અને આવી તપશ્ચર્યાને પરિણામે જ લવકુશ જેવા વીર શિરોમણિ પુત્રો પાકે : આજે સીતાજીના આદર્શનો એક સહસ્ત્રાંશ પણ ભારતની મહિલાઓના આચારમાં દેખાય છે ? એટલે જ ભારતવર્ષની આજે આ દુર્દશા છે.

*

"રાવણ પડયો. લંકામાં રામચંદ્રજીનાં વિજયની નોબતો વાગવા માંડી. સીતાજીને અશોકવનમાંથી ગાજતે વાજતે રામચંદ્રજી સમક્ષ તેડી લાવવામાં આવ્યાં. સીતાજીની વિશુદ્ધિ કરવા અગ્નિકુંડ રચવામાં આવ્યો. સીતાજી અગ્નિકુંડમાં પડી, તેમની પવિત્રતાની પરીક્ષા આપવા તૈયાર થયાં. પણ રામચંદ્રજીએ સીતાજીનો હાથ ઝાલ્યો : 'ના, દેવી અમને તમારી ખાત્રી છે.' 'રામચંદ્રજીએ સીતાજીને પોતાની સાથે સિંહાસને બેસાડયાં. સીતારામની બેલડી સિંહાસને શોભવા લાગી. રામાયણ પૂરૂં થયું.

"આખા રામાયણમાં–સમગ્ર રામચરિત્રમાં એક વસ્તુ ખાસ મનનીય છે. રામયુગમાં સ્ત્રીઓને સર્વ પ્રકારની સ્વતંત્રતા હતી. સ્ત્રી પુરૂષના જેટલા જ અધિકાર ભોગવતી, એટલું જ નહિ, પણ સ્ત્રી પુરૂષ કરતાં વધારે માનની હક્કદાર ગણાતી. રામાયણમાં સર્વત્ર સીતારામ લખાયું છે; કયાંય રામસીતા નથી લખાયું. પ્રથમ સીતા અને પછી રામ. આજે યુરોપ–જે સ્ત્રીબહુમાનને માટે દુનિયામાં પંકાય છે, ત્યાં પણ સ્ત્રીઓને રામયુગ જેટલું ગૌરવવન્તું સ્થાન નથી. વિલાયતમાં આજે રાજા જયોર્જ અને રાણી મેરી બોલાય છે; પણ રામયુગમાં તો કોઇ સીતારામને બદલે રામસીતા બોલે તો મોટો અપરાધ મનાતો.

*

"રામચંદ્ર અયોધ્યા આવ્યા. અયોધ્યાને રાજસિંહાસને રામચંદ્રની પધરામણી થઇ. પહેલો દરબાર ભરાયો. લંકાથી સાથે આવેલા વાનર સુભટ્ટો દરબારમાં તેની માનભરી જગ્યાએ બેઠા. એ સુભટ્ટોના સરદાર સમા મારૂતિ પણ તેમને આસને બેઠા. રામચંદ્રજીએ એ સૌ સુભટ્ટોને તેમની વીરતાની કદરમાં ઇનામો આપવા માંડયાં. સૌને ઇનામોની નવાજેશ થઇ, પણ હનુમાનને કશું ઇનામ ન મળ્યું. સીતાજીને આ નીરખી અચંબો થયો. તેમણે પોતાના ગળામાંથી સાચા મોતીનો મહામૂલ્યવાન નવસરો હાર કાઢીને હનુમાનને આપ્યો. હનુમાનજીએ હારનું એક એક મોતી મ્હોં વતી તોડી, એને નીચે ફેંકી દેવા માંડયું. એમ પાંચ છ મહામૂલાં

મોતી ટુકડા કરીને ફેંકી દીધાં. સીતાજી આ ન સમજી શકયાં. તેમણે હનુમાનને તેમ ન કરવા સૂચવ્યું.

"માતા, આપનો હાર મારે નકામો છે. હું એનું મોતી તોડી તોડીને એનું અંતર નિહાળું છું; પણ તેમાં મને ક્યાંય રામનામ નથી મળતું. અને જેમાં રામનામ ન હોય એવી કોઇ વસ્તુની મારે શી જરૂર છે?" હનુમાનનો એ ઉત્તર સાંભળી સીતાજી સ્તબ્ધ બની ગયાં.

આજે એવો હનુમાન કયાં છે? એવો ભક્તશિરોમણિ મહાવીર કયાં છે? મહર્ષિ દયાનન્દનું જીવન ઘણી રીતે મહાત્મા પુરૂષોત્તમ રામચંદ્રના જીવનને મળતું આવે છે; પણ રામચંદ્રને હનુમાન જેવો સેવક મળ્યો અને દયાનન્દને ન મળ્યો. એટલું દયાનન્દનું જીવનકાર્ય અધુરૂં રહ્યું છે.

"મહર્ષિ દયાનન્દના એ અનુયાયીઓ, એ બ્રાહ્મણો અને ક્ષત્રિયો, એ હિન્દુઓ, તમે દયાનન્દને ચાહતા હો, તમે હિન્દુત્વના ઉદ્ધારના કાર્યને સહાય કરવા ઇચ્છતા હો, તો તમે વીર હનુમાન જેવા સાચા સેવક બનો. રામની કે દયાનન્દની તસવીર પાછળ ઘેલા બનનારા ખોટા સેવકો નહિ પણ અંતરમાં રામનામ રાખનારા અને દયાનન્દનું જીવનકાર્ય અપનાવી લેનારા સાચા સેવક બનો.

*

"રામાયણના મહાકાવ્યમાં, પુરૂષોત્તમ રામચંદ્રના જીવનમાં દરેકે દરેક પ્રકારનો જીવન-ધર્મ આલેખાયો છે; પણ આજે એ રામાયણનું પઠનપાઠન જ ચુકાયું છે, એટલે એમાં બોધેલા જીવનધર્મના આચરણનો તો અવકાશ જ કયાં રહે છે? ભારતના ક્ષત્રિયવીરો, જે રઘુવંશના સંતાન હોવાનો તમે ગર્વ લ્યો છો તે રઘુવંશને દીપાવવાને તમે સાચા ક્ષત્રિય બનો; જે હિન્દુધર્મના રક્ષક તરિકે તમારાં ગૌરવગાન ગવાય છે તે હિન્દુધર્મની રક્ષા અર્થે તમે સાચા ક્ષત્રિય બનો, રામાયણમાં બોધેલો ક્ષત્રિધર્મ

તમારા જીવનમાં ભરો. અને ભારતની દેવીઓ, રામચંદ્રનું બધું બળ સીતાને આધારે જ હતું, તેમ આજનું ભારતોદ્ધારનું કાર્ય પણ તમારા વિના—આર્ય મહિલાઓના સહચાર વિના-સિદ્ધ થવું અશક્ય છે. ઓ દેવીઓ, તમે સીતા બનો, તમે લવકુશને જન્મ આપનારી વીરમાતાઓ બનો. તમે હનુમાનને કુખમાં ધારનારી અંજનિ દેવીઓ બનો. આર્ય મહિલાઓ અને ક્ષત્રિયો, તમારા બન્નેના વર્ચસ્વ ઉપર જ ભારતના ઉદ્ધારનો આધાર છે.”

